# ROYER OF SUPERSTITION.

## RANSMIGRATION.

# ણા તોડનારી વાણી.

લક્ષચોરાશીની વાર્તા,

એટલે

બીજો જન્મ શા પ્રકારનો છે.

---

NEW AND REVISED EDITION.
3,000 COPIES.

---

OMBAY TRACT AND BOOK SOCIETY.

1873.

Price ½ Anna. કિંમત અર્ધો આનો.

# DESTROYER OF SUPERSTITION.

## TRANSMIGRATION.

---

# ભ્રમણા તોડનારી વાણી.

## લક્ષચોરયાશીની વાર્ત્તા,

એટલે

## બીજો જન્મ શા પ્રકારનો છે.

---

NEW AND REVISED EDITION.
3,000 COPIES.

---

BOMBAY TRACT AND BOOK SOCIETY.

1873.

# ભ્રમણા તોડનારી વાણી.

---

## લક્ષ ચોરયાશીની વાર્તા, એટલે બીજો જન્મ શા પ્રકારનો છે.

ગુજરાત દેશમાં એક ઉપદેશી સાહેબ પોતાના તંબુમાં લોકોને ઈશ્વરી જ્ઞાન આપતો હતો. એટલામાં એક સાધુ આવ્યો, તેણે ગળે માળા ઘાલેલી ને અંગે વિભૂતિ ચોળીહતી. તેણે થોડી વાર બેસીને જ્ઞાનની વાતો ચિત્ત દેઈને સાંભળી; પછી ઉઠીને સાહેબની પાસે આવી તેના કાનમાં લોક ના સાંભળે એવું બોલ્યો કે, બીજો જન્મ દેહનો નથી પણ આત્માનો છે. ઉપદેશી સાહેબે પુછ્યું કે એવું જ્ઞાન તમને ક્યાંથી થયું? તેણે ઉત્તર આપ્યો કે ખ્રિસ્તિ ચોપડી રેવાકાંઠે મને કોઈએ આપી તેથી એવું જ્ઞાન થયું. એવું કહીને તે ચાલતો થયો. સાધુએ જે વાત કહી તે ઘણી વિચારવા યોગ્ય છે; ને તે ઉપરથી આ પોથી વિસ્તારીને લખું છું ને તે વાતનાં ખરાં પ્રમાણો આપું છુ. ઓ વાંચનાર! ઈશ્વર તમને પ્રકાશીત બુદ્ધિ આપે ને તમારી મુગતી થવા સારૂ તમને આત્માનો

જન્મ પમાડે, એ મારી વિનંતી છે. બીજો જન્મ પામવો જોઇયે એવું હિંદુલોકો કહેછે તે ખરૂં કહેછે. એ મત સાચો છે, ને સર્વને માનવા યોગ્ય છે; પણ દેહનો બીજો જન્મ જોઇયે એમ બોલછે, તેમાં અતી મોટી ભૂલ કરેછે. એટલે આ મતના કેવળ શબ્દો સાંભળિયે તો તે સત્ય દેખાય છે, પણ હિંદુલોક તેનો જે વિચાર તથા અર્થ કહાડે છે, તે ઉપરથી મત પૂરો અસત્ય જણાય છે. ખરો અર્થ લગાડીએ તો મત ખરો થાય, તેમ જૂઠો અર્થ લગાડિએ તો જૂઠો કહેવાય. સૂરજનું પ્રતિબિંબ નિર્મળ પાણીમાં સાફ દેખાયછે, પણ હાલતાં પાણીમાં હાલતું ને વાંકુ દેખાય છે; વળી કાદવમાં છેક ઝાંખું દેખાયછે. તેમ બીજા જન્મનો મત જે છે, તે ખરા વિચાર પ્રમાણે ખરો છે, ને આપણે તે વિચાર પ્રમાણે માનિયે તો ભૂલીએ નહિં; પણ તે મતનો જૂઠો અર્થ કહાડિયે ને તેમાં જૂઠી કલ્પના મેળવિયે તો ખોટું છે, ને આપણે માનિયે તો છેક ભ્રમણાના સાગરમાં પડિયે. હિંદુઓનો મત શો છે તે પેહેલાં ખુલ્લી રીતે દેખાડું છું, એટલે તેઓ શું માનેછે ને શું નથી માનતા તેની ખબર પડશે. હિંદુલોક બીજા જન્મના મતને લક્ષચોરયાશી અવતાર કહેછે; તેનો સાર એ છે કે આત્મામાં વાસનાનો અંકુર જીવતો હોય, ત્યાં લગણ અવતાર

લેવો પડશે. વારે વારે અવતરવું ને મરવું આવવું ને જવું, એ સર્વને ભોગવવું પડશે. ઝાડમાં તથા પશુ પક્ષિ ઇત્યાદિમાં જન્મોજન્મ લેવા જોઇયે. આ મત ઉપરથી લોક એવું માનેછે, કે મૂઆ પછી અમે વાસના પ્રમાણે ભેંસ, ગાય, કૂતરાં, બિલાડાં એઓમાં અવતરીને તેમાં બીજું આયુષ્ય કહાડીશું. જો રાજાની વાસના એવી હોય તો તેનો આત્મા તેના દેહથી છૂટીને તરત ભૂંડનો અવતાર લે. સાધુનો આત્મા હોય ને તેની વાસના એવી હોય તો પ્રાણ છોડે તેવોજ બોરના કિડાનો અવતાર લે. પંડીતનો આત્મા હોય ને તેની વાસના એવી હોય તો તે બગલાનો પણ અવતાર લે. જે ખરેખરા ધર્મનું જ્ઞાન પૂર્ણ પામ્યો હોય તેનો છુટકો તો થાય; પણ જેટલામાં તે વાસના રહી હશે તેઓ સઘળાએ જુગે જુગ લક્ષ ચોરયાશી જન્મ પૂરા કરવા જોઇયે.

## कर्मनी रेख न टळे,
## अवतारनो लेख न मटे.

એવી વાત મહા અચરત લાગેછે, ને બીજા લોકોને અળખામણી લાગે, પણ ઘણાખરા હિંદુઓ માનેછે. તેઓમાં અનેક પંથો છે ખરા, પણ ઘણું કરીને સઘળા પંથો એ વાતનો વિચાર કરે છે, ને જાણેછે કે એ મત

ન રહે તો ધર્મ તુટે; માટે સઘળા મત કરતાં એ મત સંબંધી ઘણો મમત કરેછે. સઘળાં દુઃખ કરતાં અવતરવું મરવું, એ અતિ દુઃખ માનેછે; ને સર્વ સુખ કરતાં જન્મમરણ નિવારણ કરવું, એ મોટું સુખ ગણે છે.

## એ મતનો અભિપ્રાય.

જો એ મત નો અભિપ્રાય પૂછિયે, એટલે શા કારણ માટે એ મત ઠરાવેલો છે, તો હિંદુઓ એમ કહેછે કે વાસના બાળવા, લેણદેણ વાળવા ને કર્મનું ફળ ભોગવવા સારૂ અવતાર લેવો પડેછે. કોઇને કર્મનું બંધન છે, કોઇને લેણદેણનું બંધન છે, કોઇને વાસનાનું છે, એટલે તરેહ તરેહના બંધનના કારણથી આવાગમન ભોગવવું પડેછે, તે ભોગવ્યા વિના લેણદેણ ન વળે, કર્મ ન ફળે, ને વાસના ન બળે.

## એ મતના જૂદા જૂદા દાખલા.

હવે જો આ મત સાચો હોય તો તેનાં સારાં પ્રમાણો હોય; સારાં પ્રમાણો વિના આવો વિચિત્ર મત સમજુક પુરૂષથી મનાય નહિ. જો લોકોને પુછિયે કે આ મતનાં શાં શાં પ્રમાણો છે, તો તેઓ ખરાં પ્રમાણો દેખાડતા નથી પણ પોતાની કલ્પનાથી કેટલાએક દાખલા આપેછે ખરા. તે ઉપરથી પોતે માનેછે ને બીજાને મનાવવા

ચાહેછે. હવે તે દાખલા હું આ પોથીમાં સાચી તરેહથી દેખાડું છું ને તેના ઘટારત ઉત્તરો આપીને તેઓને ભંગ કરેશું. ત્યાર પછી તે મતને વિરૂદ્ધ જે સાચાં પ્રમાણો મારે આપવાં છે તે આપીશ.

## પેહેલો દાખલો ને તેના ઉત્તર.

૧.— લોકો કહેછે કે નવા નવા અવતારો જે થાય છે તેઓને સારૂ નવા નવા આત્માઓને ઈશ્વર પેદા કરતો નથી; જે આત્માઓને આરંભે કર્યા તે કર્યા; તે કરી રહ્યા પછી શા માટે કર્યાં જાય? એ દાખલાથી ઘણા લોક એ મત માનેછે. પણ દાખલામાં શો સાર છે? તેનો એક ઉત્તર એ છે કે ઈશ્વરના સામર્થ્યનો કાંઈ પાર નથી, તો તે નવા આત્માઓને કેમ નહિ પેદા કરે? જેઓ ઉપરનો દાખલો માનેછે તેઓ પોતાનાં મનમાં ઈશ્વરના સામર્થ્યનો પાર સમજીને માને છે. હું એવાઓને પૂછુંછું કે ઉત્પન્ન કરનારને નવું નવું ઉત્પન્ન કરવું અઘરૂ છે શું? જે આકાશ ને પૃથ્વિનો ધણી છે તે કામ કરતાં થાકતો હશે શું? કે તે એમ કહેતો હશે કે હવે બસ હું કામ કરી રહ્યો માટે વિશ્રામ કરવો જોઇયે. જૂઓ કે કુંભાર પોતાની ઈચ્છા પ્રમાણે માટી લેઇને જેમ ખપ પડે તેમ તરેહ તરેહનાં નવાં નવાં માટલાં

બનાવી શકે નહિ? તો ઈશ્વરનું સામર્થ્ય કુંભારના સામર્થ્ય જેટલું નહિં હોય શું? નવી દેહ ગર્ભમાં ધરેલી હોય તો તેને લીધે નવો આત્મા બનાવવા સારૂ ઈશ્વરની શકિત ઓછી છે શું? વળી કુંભાર ભાગેલાં માટલાંનાં ઠીકરાં લઈને નવાં માટલાં નથી બનાવતો પણ નવી મટોડી લઇને નવાં માટલાં બનાવેછે. તો શું જે ઈશ્વરે શુન્યકારમાંથી કાંઈ અડચણ વિના અપાર સેહેજ રીતે આખી સૃષ્ટિને ઉત્પન્ન કરી તે પોતાની ઈચ્છા પ્રમાણે નવા આત્માઓને પેદા કરી નહિં શકે? તે જૂના આત્માઓની સંખ્યા એમનીએમ રાખવાને બંધાયલો છે કે શું કે તેને વધારી ન શકે? સૂરજથી નવાં નવાં કિર્ણ નિત્ય થયાં કરેછે, જૂનાં ફરી થતાં નથી; તો સર્વ શક્તિવાન ઈશ્વર નવાં ખોળિયાંમાં જૂના આત્માઓને ફરીથી ન ઘાલે પણ નવા આત્માઓને નિત્ય ઉત્પન્ન કર્યાં કરે તેમાં શું આશ્ચર્ય? વળી જુઓ કે એ મત ઈશ્વરનું સામર્થ્ય કેવું હલકું કરાવેછે કે કોઈ મહારાજા પોતાનાં રાજ્યમાં પ્રદેશમાંની નવી પ્રજાને દાખલ કરી શકે તો ઈશ્વર નવા આત્માઓને ઉત્પન્ન કરીને તેઓને પોતાનાં રાજ્યમાં નવી પ્રજા દાખલ નહિં કરી શકે શું? વળી હું પૂછુંછું કે ઈશ્વરનો મનોરથ કોને માલમ છે કે તે ઉપરથી કહી શકાય કે ઈશ્વર આટલા આત્માઓને ઉત્પન્ન કરે ને

આટલાને ન કરે? નવાં ખોળિયાંમાં નવા આત્માઓને ન નાંખે પણ જૂના આત્માઓને નાંખે, એવું કેહેનાર માણસ પોતે ઇશ્વરના મનના ભેદ જાણતો હોય, એવો ગર્વ દેખાડેછે.

૨.—વળી વિચારવું જોઇયે કે આ સૃષ્ટિનાં કૃત્યનો નિયમ ને બંદોબસ્ત કેવો છે કે, જે થાયછે તેનું તે વળી થતું નથી, પણ નવું નવું થયાં કરેછે. રોપ રોપ્યો ને તેનું ઝાડ થયું. પછી તે વૃદ્ધ થયું ને સૂકાઇ ગયું, ત્યાર પછી તે ઝાડ ફરી થતું નથી તે તો બાળવાનાં કામમાં આવશે; નહિં તો તેને વહેરીને પાટિયાં બનાવશે પણ ફરીથી કોઈ વખત તેનું તે ઝાડ યુગેયુગ પ્રસિદ્ધ નહિં થશે. વળી બી વવાયછે તેનો છોડવો થાયછે, પછી તેનો તે છોડવો વારે વારે પ્રસિદ્ધ થવાનો નથી. તેમ સર્વની દેહ જે છે તેની તે દેહ વારેવારે થતી નથી. જે માને પેટ દેહ થયો તે થયો; તે એક વાર વધીને ઘરડો થઇને મરી ગયો, ત્યારે માટીમાં મળેછે, કે અગ્નિમાં બળેછે, કે જનાવરોથી ખવાયછે; પણ તેને તે દેહ યુગેયુગ રઝળતો નથી. જે થયું તે થયું ને વળી થનારૂં નથી. પોતે પોતાનું આવાગમન એક વખતે કર્યું તે કર્યું, ફરી કરાનારૂંજ નથી. સૃષ્ટિનો એવો બંદોબસ્ત દીઠા છતાં લોક શા માટે કહેછે કે, જે આત્માઓ થાયછે તે જૂના થાયછે, નવા થતા

નથી. અનાદિ કાળથી તેના તે આત્માઓ હજીલગણ ચાલ્યા આવ્યા, ને આગળ પણ ચાલ્યા જશે. એ વાત સૃષ્ટિના નિયમથી ઉલટી છે.

૩.—વળી સૃષ્ટિનો કેવો નિયમ છે કે સઘળા પદાર્થના સ્વભાવ, ગુણ, પ્રકૃતિ જે છે તે બદલાતાં નથી; જે જે જાતનાં છે તે તે જાતનાં રહેછે. એટલે વનસ્પતિની જાત વનસ્પતિ રહેછે તે બદલીને પ્રાણીજાત થતી નથી. જીવજંતુની જાત જીવજંતુ રહેછે, માણસ થતાં નથી. વળી માણસજાત માણસ જાતમાં રહેછે, પશુજાત થતાં નથી. આરંભથી જેવી જાતો હોયછે તેવી જાતો પહેડી દર પહેડી સુધી રહેછે. હરેક જાતનો ધારો એવો છે; માટે એમ કેમ કહેવાય કે માણસનો આત્મા જનાવરનો આત્મા થાયછે, ને જનાવરનો આત્મા માણસનો આત્મા થાયછે? આ વાત તો ઘણી વિપ્રિત છે. માણસના ખોળિયામાં બીજા પદાર્થના આત્માઓ તો નહિ રખાય પણ કેવળ માણસનો આત્મા મુકાય. માણસનો આત્મા સર્વેથી નોખો ને બીજા પદાર્થમાં ન મળે એવો છે.

## બીજો દાખલો ને તેના ઉત્તરો.

વળી લોક કર્મ ઉપરથી લક્ષચોરાશીને ઠરાવેછે. તેઓ એમ કહેછે કે હરેક પોતાનાં પાપ ને પૂણ્યનું ફળ

ભોગવવું જોઇયે. તો જુગે જુગ જૂદા જૂદા ખોળિયામાં બંધાયા વિના શી રીતે ભોગવે? એ વાતનો ઉત્તર આપુંછું. પોતપોતાનાં કર્મનાં ફળ ભોગવવાં જોઇયે, એ વાતમાં કાંઇ સંદેહ નથી; ને જો એ વાત લોક ધ્યાનમાં રાખીને ચાલે તો કેટલાં માણસ પોતાનાં આચરણ સુધારે. ઇન્સાફી ઇશ્વર સારાં કામનાં સારાં ફળ વેહેલાં મોડ આપ્યા વિના રહેશે નહીં, ને ભૂંડાં કર્મનું ભૂંડું ફળ પણ આપ્યા વિના રહેશે નહિ; એ તો ધર્મનું મૂળ છે. ખ્રિસ્તિ શાસ્ત્રમાં આ પ્રમાણે લખ્યું છે કે હરેક માણસને પોતાના કર્મ પ્રમાણે પ્રભુ ફળ આપશે અને પ્રત્યેક માણસની ચાલ પ્રમાણે તેને ભોગવવું પડશે, માટે કર્મનાં ફળનો મત સાચો છે. પણ એ મતમાં ને લક્ષચોરાશીના મતમાં અતિઘણો ફેર છે.

૧.—હું પૂછુંછું કે પૂણ્યવાનને સુખ ને પાપીને દુઃખ ભોગવવાને ઇશ્વરની પાસે એકલો લક્ષ ચોરચાશીનો ઉપાય હોય? તેની પાસે તો અનેક ઉપાય છે. હું તો આગળ દેખાડીશ ખરો કે એ ઉપાયથી ઇશ્વરનો ઇન્સાફ પ્રસિદ્ધ થતો નથી. ને કર્મનાં ફળ પણ એ રીતે ખરેખરાં ભોગવાતાં નથી. માટે એ ઉપાય અયોગ્ય છે. પણ હમણાં મારે આટલો વિચાર તમારા મનમાં ઉપજાવવાનો છે કે ઇશ્વર શા માટે હરેકોઇના કર્મનું ફળ એકદમ ન ઠેરવી

મૂકે? એટલે જેવાં જેનાં કર્મ થયાં હોય તેવાં તેનાં ફળ સુખના ઠરેલા રેહેઠાણમાં અથવા દુઃખના ઠરેલા રેહેઠાણમાં કેમ નહિ ભોગવાવે? જન્મો જન્મ પાપી પૂણ્યવાનને રઝળાવવાને ઈશ્વરને શી અગત્ય છે?

૨.—સરકાર કોઇનો ઈન્સાફ કરેછે ત્યારે તેને અપરાધી ઠરાવે છે. નહિ તો નિરપરાધી ઠરાવેછે. જો નિરપરાધી હોય તો તેને છોડી દેછે; ને જો અપરાધી હોય તો તેના ઉપર સજા ઠરાવેછે. પણ તેને ઘેર ઘેર ને ચોટે ચોટે ને ચકલે ચકલે ને કેદે કેદે રઝળાવાને તેનો તપાસ લેતો નથી. જે કોઇયે કંઈ હોય તેનું ફળ એકદમ ઠરાવીને ભોગવાવેછે. સરકાર એ પ્રમાણે આ સંસારના બંદોબસ્તને સારૂ કરેછે; તો સરકારનો સરકાર ઈશ્વર તેજ પ્રમાણે એકદમ શિક્ષા ઠરાવી નહિ મૂકે, એમ કોણ કહી શકે?

૩.—વળી સૃષ્ટિના પદાર્થોની રીત તપાસી જૂઓ; તે રીત કેવી છે કે સંસારમાં જે જેવું હોય તે તેવું ઠેકાણું ને તેવી અવસ્થા પામી રહેછે ને તેવાં કામમાં આવી રેહેછે ને તેના ઉપર તેવું ઠરાવી મૂક્યું છે. જે ઝાડનું લાકડું સારૂં થયું હોય તે શોભાયમાન કામમાં આવેછે, ને જે કાચું પોચું છે તે બળાય છે. જે ફળ મીઠું રસીલું છે તે ખાધામાં આવેછે, ને ખોટું ફેંકી દેવાયછે. સારા

દાણા પાકે તે ખેડુતની વખારમાં ભરાયછે ને એમથાં ખોટાં કણસલાં બાળી નંખાયછે. એટલે સઘળા પદાર્થની રીત પારખિયે તો જેવી હોય તેવી તેની અવસ્થા ને તેવું તેનું ઠેકાણું થાયછે. આ પ્રમાણે ઉપરથી તમારા મનમાં એવું નથી આવતું શું કે સારાં માણસો ઈશ્વરની હજુરમાં સુખી અવસ્થા ભોગવશે, ને ભૂંડાં માણસો સજાને ઠેકાણે દુઃખ ભોગવશે? વળી જે જે અવસ્થા ઠરી રહેછે તે સદાકાળ લગી ઠરી રહેછે. દાણા વાવે ને તે નહિ પાકે તો પછી કોઈ વખત તે બીજી મોસમે પાકે નહિં. ને વળી જો ખરાબ પાકે તો ફરી સુધરે નહિ ને જો સારા પાકે તો વળી બગડે નહિં. તે પ્રમાણે શું એમ નથી સંભવતું કે અહિયાં જે માણસો સારાં થયાં તે સદા સારાંજ રહેશે, ને જે ભૂંડાં થયાં તે સદા ભૂંડાં રહેશે.

## ત્રીજો દાખલો ને તેનો ઉત્તર.

વળી આ જગતમાં જે સૂખ દુઃખ હોયછે ને સંપત વિપત પડેછે, તે ઉપરથી હિંદુલોક લક્ષચોરચાશીનો મોટો દાખલો કહાડેછે. તેઓનું કહેવું એવું છે કે આગલું પૂણ્ય કર્યાં વિના આ આયુષ્યમાં કોઈ સૂખી કેમ થયો હોય ને આગળનું પાપ કર્યાં વિના કોઈ દુઃખી કેમ થયો હોય? જે જે સૂખ દુઃખ પામેછે, તે પોતાનાં

આગલાં કર્મનાં ફળથી પામેછે. વિચારો કે એ વાતમાં કાંઈ બુદ્ધિ છે? આ જગતમાં જે અંતરભેદો દેખાય છે ને માણસોમાં ભિન્ન ભિન્ન અવસ્થા દીસે છે, તેનો ખુલાસો આ મતથી ખરેખરો તોડાતો નથી. તેનો ખરો ખુલાસો હું દેખાડું છું.

૧.—પેહેલો વિચાર એ છે કે દીઠા પ્રમાણે સૂખ દુઃખ ના સમજવું. કેટલાએક તો સૂખી દેખાય છે, પણ મહા દુઃખી છે. કેટલાએક દુઃખી દેખાય છે, પણ તેઓ મહાસૂખી છે. મોટો પુરૂષ પાલખીમાં સુઇને જાયછે તને લોક સૂખી જાણેછે; પણ તેની દેહમાં અથવા તેના મનમાં અથવા તેની અવસ્થામાં અથવા તેનાં ઘરમાં દુઃખી હશે, ને તેના ઉંચકનારા ભોઇને ખાંધે બોજો છે ખરો, પણ તેઓ સાજા તાજા થઇને ગાતા ગાતા જાય છે. શું લોક એમ નથી કહેતા કે મોટાને મોટી ચિંતા ને નાનાને નાની ચિંતા? તો જ્યાં ચિંતા હોય ત્યાં દુઃખ હોય માટે નાનાં મોટાંનું સૂખદુઃખ દીઠા પ્રમાણે ન જાણવું. એક દહેરો સાંભળો.

**संपत देख न राचीये, विपत्त पडे मत रोय;**
**संपत एसी विपतहे, इश्वर करे सो होय.**

આપણે તો દેખીયે છીયેકે કેટલાએક મોટા નાનાની

સાથે ઘણી ખુશીથી પોતાની અવસ્થા અદલબદલ કરે. પણ નાના મોટાની સાથે અદલબદલ કરે નહિં; તો નાના મોટા સૂખી દુઃખીનું શું પ્રમાણ? રાજા કોહોડવાળો હોય તે ગરીબની શુદ્ધ દેહ લઇને અધૂં રાજ આપે તોપણ ગરીબ પોતાની સૂખી દેહ આપીને તેનું આખું રાજ લેવાને ન ચાહે. પોતપોતાનું સૂખ દુઃખ જાણનાર ખરો પણ બીજાનું કોઈ જાણનાર નથી. ઉપરથી જોઇને લોક સૂખીદુઃખી કહેછે; પણ જો આપણે માણસોના અંતરનું સૂખ દુઃખ જોઇયે તો સૂખીને દુઃખી જાણીયે ને દુઃખીને સૂખી જાણિયે. એટલે માણસની અવસ્થામાં જે ઘણો ફેર દેખાય છે, તે ખરેખરો ફેર નથી; જો જૂદાં જૂદાં માણસોનાં જૂદાં જૂદાં સૂખદુઃખ બરાબર ત્રાજવાંએ તોળિયે તો દીઠામાં ને તોળ્યામાં ઘણો ફેર થશે. એટલે હલકું ભારે ને ભારે હલકું થશે. નહિતો બરાબર ને બરાબર માલમ પડશે. ને કદાપી ફેર થાય તો તેનો ખુલાસો ઈશ્વર કરશે ને આગળ વાંચ્યાથી જણાશે.

૨.—વળી માણસો આ આયુષ્યમાં સૂખીદુઃખી હોય છે તે ઘણું કરીને પોતપોતાના સુકૃત્યથી અથવા પોતપોતાના દુકૃત્યથી થાયછે. ગુણી પુરૂષ સારૂં પામેછે ને દૂર્ગુણી પુરૂષ ખોટું પામેછે, એ સંસારની રીત છે. કોઈપણ સદ્ગુણ વિનાં બહુ લોક સૂખી નથી ને કોઇ પણ દૂર્ગુણ

વિના બહુ લોક દુઃખી નથી. માટે આ સંસારના સૂખદુઃખ સંબંધી ઘણું આશ્ચર્ય થાય એવું કાંઈ કારણ નથી. જુઓ કે નિરૂદ્યોગી માણસો ઘણું કરીને ભૂખ્યાં રહેછે ને કુટુંબને દુઃખી કરેછે, દેવું કરેછે, ને કેદમાં પણ પડેછે; પણ ઉદ્યોગી માણસની અવસ્થા ઘણું કરીને તેવી નથી થતી, તેઓ તો સૂખી રહેછે ને બીજાને પણ સૂખી રાખેછે. વળી જે મૂર્ખ માણસ બુદ્ધિ વાપરતો નથી, તે તરેહ તરેહના ફાંદામાં પડેછે, પણ જ્ઞાની પુરૂષ બચી જાયછે; વળી છાકટો ને વ્યસની માણસ તરેહ તરેહનાં દુઃખ તથા રોગ તથા સંકટમાં ફસી જાયછે. પણ સુકર્મી માણસ બહુ કરીને કુશળ ને સૂખી રહેછે. જૂઠો ને કપટી તરેહ તરેહની આફતમાં ડુબી જાયછે, પણ સાચો પુરૂષ તરેછે. જો સારૂં કર્યા વિના બધા સૂખી હોત ને ખોટું કર્યા વિના બધા દુઃખી હોત, તો આપણને ઘણું આશ્ચર્ય લાગત, કે લોક શાથી સૂખી દુઃખી થતા હશે. ને કદાપી કોઈ એવો વિચાર પણ કરત કે સૂખદુઃખ ભોગવનારાએ આગલા જન્મમાં કાંઈ સારૂ નરતું કિધું હશે; પણ જન્મ આગળ થએલો કે ન થએલો તેનો વિચાર શા માટે કહાડિયે? એટલું તો ખચિત જાણિયે છિયે કે હાલના જન્મમાં લોક સારૂં નરતું કરેછે ને તેથીજ સૂખી દુઃખી થાયછે, તો હમણાનું દીઠેલું કારણ મૂકીને અજાણ્યું કારણ ઢુંઢિયે તેમાં શી બુદ્ધિ છે?

૩.—વળી માણસો પોતપોતાથી સૂખી દુઃખી ન હોય તો પારકાથી સૂખી દુઃખી હોય છે. મા, બાપ, ભાઇ, બેન, મિત્ર, સગાં અથવા પારકા પુરૂષના ઉપકારથી કે અપકારથી કેટલાં માણસો નિત્ય સૂખી દુઃખી થાય છે ને સંપત વિપત પામેછે. એટલે આગલા જન્મનું કારણ શા માટે શોધિયે? માબાપના ઉછેર્યા પ્રમાણે છોકરાં સૂખી દુઃખી ઉછરેછે. મા છોકરાને વસ્તેવ આગળ જવા દે તો તેનું અંગ બળી જાય. જો તે તેને હેઠળ પડવા દે તો હાથ ભાગી જાય ને જીવતાં લગી તે લૂલો થાય. મિત્ર મળે તેના પ્રેમથી સૂખી થાયછે, ને શત્રુ મળે તેના વેરથી દુઃખી થાયછે. રાજા જુલમી તો પ્રજા દુઃખી; મહાજન બધા દાણા સંઘરે ને મોંઘું વેચે તો હજારો લોકો ભૂખે મરી જાય. તરેહ તરેહનાં દુઃખ ને વિપત માણસના જૂલમ તથા ઉપદ્રવથી થાય છે. તેઓનાં કારણ આગલા જન્મમાં શું કરવા શોધીયે? તેઓ તો હમણાં પ્રસિદ્ધ દેખાય છે. ઓ વાંચનારા! સૂખી દુઃખીનો ખુલાસો આ મત ઉપરથી થતો નથી. બીજી રીતે તેનો ખુલાસો થાયછે તે હું દેખાડું છું; ચિત્ત દેઇને વાંચો ને વિચારી જૂઓ.

૧.—નાના મોટા તથા ઉંચા નિચા તેઓના જે ભેદ છે તે આગલા કર્મના કારણથી નહિં, પણ સંસારવ્યવહારના બંદોબસ્ત તથા સૂખ થવાને માટે ઈશ્વરે ઠરાવેલા છે.

જો એવો ભેદ ના હોય તો સંસારવ્યવહારમાં અબડગબડ એટલો બધો થાય કે માણસોનો માંહોમાંહેનો વહીવટ બંધ થઇ જાય, ને સર્વ સબંધો તુટી જાય. વિચારો કે જો બધી પ્રજા હોય તો રાજા કોણ થાય? અધિકાર કોણ ચલાવે ને અપરાધીને કોણ શિક્ષા દે? વળી જો સઘળા રાજા હોય તો પ્રજા કોણ થાય? રાજનો ખર્ચ કોણ ચલાવે ને ઉપજ નિપજ કોણ કરે? માટે સર્વના કલ્યાણને સારૂ રાજા પ્રજાનો ભેદ જોઇયે. આગલા જન્મને લીધે નહિં પણ હમણાંનીજ અગત્યને લીધે. એ પ્રમાણે સઘળા ધણી હોય તો ચાકરી કોણ કરે? જો સર્વ ધનવાન, તો મેહેનત કોણ કરે? જો સર્વ ઉંચા હોય તો ઉદ્યોગ કોણ કરે? માટે માણસ જાતની જે જૂદી જૂદી અવસ્થા દેખાય છે, તેઓનું કારણ આગલી ક્રિયા નથી, પણ હાલના આ સંસારની રીત તથા મર્યાદા તથા સૂખ રહે એ માટે.

૨.—વળી આપણે એમ પણ જાણવું કે ઇશ્વર પોતાની ઇચ્છા પ્રમાણે અપાર બુદ્ધિયે કરીને હરેકને આપેછે. ને આપેછે તે કારણ સમજીને આપેછે ને તેનો જવાબ હરેકની પાસે માગશે. તે જૂદા જૂદા આત્માઓને જૂદી જૂદી શક્તિ આપેછે; ને જૂદી જૂદી શક્તિ પ્રમાણે કોઇને ઘણું આપેછે ને કોઇને થોડું આપેછે. પાછલા

જન્મની ક્રિયા જાણીને ઈશ્વર આપતો નથી, પણ આ જન્મમાં સારી રીતે વાપરે ને તેનું સારૂં સારૂં ફળ ઉપજાવે માટે તે જૂદા જૂદા માણસોને જૂદાં જૂદાં દાન આપેછે. તે કોઈને અમથું આપતો નથી, પણ આગળ ગુણ નીકળે એવું ધારીને તે આપેછે. વળી જેવારે તે સર્વનો ઈન્સાફ કરશે, તેવારે જે જે દાન આપ્યું હશે તેનો હિસાબ માગશે. જેને થોડું આપ્યું હશે તેની પાસે તે થોડું માગશે; ને જેને ઘણું આપ્યું હશે તેની પાસે ઘણું માગશે. ઈશ્વરની આગળ રાજાનો જવાબ જૂદો ને પ્રજાનો જવાબ જૂદો, ધણીનો જૂદો ને ચાકરનો જૂદો, દરિદ્રીનો જૂદો ને ધનવાનનો જૂદો, એમ જાણીને નાનો કેમ બરબડ કરે કે ઈશ્વરે મને થોડું આપ્યું? ને મોટો કેમ ગર્વ કરે કે ઈશ્વરે મને ઘણું આપ્યું? આ આપ્યાં પ્રમાણે આગળ જવાબ માગશે. દરિદ્રિએ પોતાના દરિદ્રીપણાંને લીધે નિરાશ ન રહેવું ને ધનવાને પોતાના વૈભવ ને મોટાઈને લીધે અહંકાર ન કરવો, પણ ઈશ્વર પ્રસન્ન થાય એવી રીતે પોતપોતાનું પામેલું વાપરવું જોઈયે. અમારાં આગળનાં કર્મ સારાં હતાં માટે અમણાં સૂખ ભોગવિયે છીયે કે ખોટાં હતાં માટે દુઃખ ભોગવિયે છિયે, એમ તો નહીં જાણવું; પણ હમણાં સૂખ ભોગવિયે છિયે, એ માટે કે ઈશ્વરનો ઉપકાર માનિયે ને અમારી આગળની

ક્રિયા સારી થાય ને ઈશ્વરની આજ્ઞા પ્રમાણે બધું પામેલું વાપરિયે; ને વળી અમે હમણાં દુઃખ ભોગવિએ છિયે શા માટે કે આગળનું અમારૂં સૂખ થાય. એટલે પસ્તાઇને ઇશ્વરને શરણે આવિયે ને જીવનો ઉધ્ધાર સ્થાપન કરિયે એમ જાણવું. સમય આવશે ત્યારે અહિયાંનું ઉંચું નીચું કરાશે ને નીચું ઉંચું કરાશે. ઓ ભાઇઓ, વિચારો કે આ આયુષ્ય પરિક્ષાનું છે. હરેક માણસને જૂદી જૂદી રીતે ઈશ્વર પારખી જુએછે. તે કોઈની દયા, કોઇનો સંતોષ, કોઈનું સત્ય, કોઇનો ન્યાય, કોઇનો વિશ્વાસ, ને કોઇનો પ્રેમ પારખી જુએછે. એ પરિક્ષામાં જે પાર પડે તે ઇશ્વરથી મહા મોટું ફળ પામે. આ સંસારમાં જૂદી જૂદી અવસ્થાનો ખરો ખુલાસો એજ છે.

## ચોથો દાખલો ને તેના ચાર ઉત્તરો.

૧.—વળી હિંદુઓ કહેછે કે કેટલાએક તો જન્મથી દુઃખી હોયછે, તો તેઓ આગલાં પાપ કર્યાં વિના દુઃખી કેમ થયા હોય? તે વાતનો શો ખુલાસો? આ વાતનો પૂરો ખુલાસો કદાચિત ન કરાય તોપણ થોડો ઘણો કરાય. વખતે માબાપના કોઈ વિકારના કારણથી અથવા કોઈ પણ ગુપ્ત વા પ્રગટ પાપથી દુઃખી જન્મ હશે. નાજુક દુબળાં માબાપથી દુબળાં છોકરાં જન્મેછે. ને રોગી

માબાપથી પણ છોકરાંને કાંઈ થોડો ઘણો રોગ લાગેછે. ને વ્યસની માબાપ હોય તો છોકરાંને પણ વિકાર લાગેછે, વળી વ્યસનીમાં ઘણી પેઢીથી ઘણી પેઢી લગી દેહના વિકાર ચાલ્યા આવેછે. તો આગલી પેઢીના કોઈપણ કારણથી કદાચ હમણાં કોઈ દુઃખી જન્મ પામ્યો હશે.

૨.—વળી ઈશ્વર સૂખ દુઃખ માણસોને વહેંચી આપતાં પોતાનું ધણીપણું દેખાડેછે; તે કોઈથી બંધાયલો નથી પણ પોતાની ઈચ્છા પ્રમાણે કોઈને કાંઇ ને કોઈને કાંઈ કરેછે ને આપણને એમ જણાવે છે કે તેના આધારથી બધા રહીયે છિયે ને સુખદુઃખ તેનાથીજ પામીયે છીયે, તે કારણ સમજીને આપણે તેને સ્વાધીન રહેવું, તેના પર ભરોસો રાખવો, ને તેના પર સર્વ આશા ધરવી જોઇયે. તેથી જન્મના દુઃખી લોકોને જોઇને આપણને ઘણી શિખામણ આવેછે. એટલે જન્મના આંધળાને જોઇને દેખતા પુરૂષે ઈશ્વરનો ઉપકાર માનવો કે ઈશ્વરે મને કૃપાથી દેખતો કર્યો; લૂલાને જોઇને ઈશ્વરની સ્તુતિ કરવી કે ઈશ્વરે મને ચાલતો કિધો. એવા શિખામણરૂપી વિચારો આપણા મનમાં આવેછે પણ આ જન્મના દુઃખીએ આગલા અવતારમાં કોઈ પાપ કર્યું હતું એનું કશું પ્રમાણ થતું નથી.

૩.—વળી એમ જાણવું કે આપણે પોતાનાં મન

પીગળાવિસે ને દયા આણિયે ને તેઓની સંભાળ કરિયે માટે એ દુઃખી લોક આપણી નજર આગળ પડ્યા હશે, એવા દુઃખી જનોને ઈશ્વરે આપણને સોંપ્યા છે કે તેઓની ચાકરી કરિયે; જો કરિયે તો તેઓ આપણો ઉપકાર માનશે ખરા ને ઈશ્વર પ્રસન્ન થઈને આપણને તેનું સારૂં ફળ આપશે.

૪.—વળી છેલ્લો વિચાર એ છે કે આ જગતમાં પાપને લીધે બહુ ઉથલપાથલ થયું છે. જેવું જોઈયે તેવું કાંઈજ નથી. માણસ ઈશ્વરથી ભ્રષ્ટ થઈને ભૂંડી વાસનાથી બંધાયલાં છે. માટે ઈશ્વર હરેક તરેહથી પોતાનો કોપ દેખાડે છે. તરેહ તરેહનાં દુઃખ ભોગવાવીને તે એમ પ્રગટ જણાવે છે કે હું આ સંસારના લોક ઉપર ખુશી નથી. તે માટે અહિયાંના દુઃખના ભેદ સમજવા સારૂ આગલા જન્મનાં પાપ શું કરવા શોધિયે! અહિયાં આજ કાલમાં તરેહ તરેહનાં પાપ થાયછે ને તેને લીધે ભાત ભાતનાં સંકટો આવેછે. કોઈના ઉપર ઓછું આવેછે ને કોઈના ઉપર ઘણું આવેછે; પણ સર્વ થયાનું કારણ એ છે કે બધા લોક સમજે કે ઈશ્વરને પાપનો કંટાળો લાગેછે ને તે પાપનો દ્વેષ કરેછે ને પાપની સજા દેછે; એમ સમજીને બધાં પોતાનાં હમણાંજ કરેલાં પાપને લીધે પસ્તાવો કરે ને આગલાં પાપથી વેગળાં રહે.

એ બધી વાત ખરી પણ પૂરો ખુલાસો દેખાતો નથી, એમ જો કોઈ કહે, તો તેનો ઉત્તર એ છે કે ઈશ્વરના સઘળાં કૃત્યનો ભેદ કોણ પૂરો સમજી શકે? શું કિડો માણસોનાં કૃત્યના ભેદો સમજે છે? ના, તો માણસ અપાર ઈશ્વરના કૃત્યના મોટા ભેદો કયાંથી સમજે! ઉપરના બધા ઉત્તરોથી એમ માલમ પડેછે કે, લક્ષચોરયાશીનો મત જે છે તેનો પાયો કોઈ નથી ને જે તેના દાખલા અપાય છે તેઓ ખોટા ને છેક નકામા છે. હવે પાયા વગરનો મત હોય, તેને કરોડો લોક માને, તોપણ તે અ-મથી ભ્રમણા છે. હવેલી એક ગાઉ ઉંચી બાંધેલી હોય ને તેમાં હજારો લોક રહેતા હોય, પણ તે પાયા વિનાની હોય તો તે પડયા વિના રહે? ના, તે પડશે ને ઘણા લોક તેમાં દબાઈને નાશ પામશે, તેમ આ મતના માનનારા ઘણું નુકસાન પામશે.

હવે એ ભ્રમણા મટાડવા સારૂ કેટલાંએક ખરાં પ્રમાણ બતાવુંછું તે ચિત્ત રાખીને વાંચો.

## પેહેલું પ્રમાણ.

૧.—લક્ષચોરયાશીનો મત માનવા યોગ્ય નથી, તેનું એક કારણ એ છે કે, ઈશ્વરના કૃત્યમાં જે અંતરભેદ છે તેને તે મત ભંગ કરેછે.

આ વાત ઉપર ધ્યાન લગાડો તો સમજણ પડશે. ઈશ્વરે નાનાપ્રકારના પદાર્થ ઉત્પન્ન કર્યા ને તેઓને જૂદી જૂદી પ્રકૃતિ આપીને જુદા જૂદા ગુણ આપ્યા. કેટલાએક શ્રેષ્ઠ, કેટલાએક મધ્યમ, ને કેટલાએક કનિષ્ટ કહેવાયછે.

કેટલાએક પદાર્થોને જોઈયે છિયે કે તેઓ જન્મતા નથી ને મરતા પણ નથી. ઉગતા નથી ને ફના થતા નથી. પોતાની મેળે હાલતા નથી ને ફરતા નથી, જ્યાં રાખો ત્યાં રહે. જેઓમાં ઇચ્છા, શક્તિ, તથા જ્ઞાન નથી તે જડ પદાર્થો કહેવાય છે. તેઓને જીવ નથી ને આત્મા પણ નથી; વળી બીજા પદાર્થો છે કે જેઓ ઉગેછે ને વધેછે ખરા, ને વિસ્તાર પણ પામેછે. તેઓ ઉપજે છે ને મરેછે. તેઓમાં જીવ છે, એમ કહિયે છિયે પણ તેઓમાં સૂખ દુઃખ જણાતાં નથી ને ચૈતન નથી માલમ પડતું, ને સ્વઇચ્છા કાંઈ દેખાતી નથી. તેઓને અચેત પદાર્થ કહિયે છિયે. તેઓને જીવ તો છે પણ ચૈતન નથી અને આત્મા પણ નથી.

વળી બીજા પદાર્થો છે તે જન્મેછે, ઉછરેછે, વધેછે, મરેછે, હાલેછે, ચાલેછે, આવેછે, જાયછે, ને સ્વર પણ કહાડેછે. પોતાનો વંશ ઉપજાવેછે; તેઓમાં ચૈતન થોડું થોડું દેખાયછે ખરૂં, માટે તેઓને સચેત કહેવા ઘટારત

છે. પણ તેઓને ગ્નાન લેવાની શક્તિ નથી; ને ધર્મ અધર્મ તથા સાચા જૂઠાની સમજણ નથી. માટે તેઓ ચેતન સહીત પણ આત્મા રહીત કહેવાયછે.

હવે માણસને સર્વ બીજા પ્રાણી કરતાં ચેતન ઘણું છે ને બુદ્ધિ અધિક છે. ધર્મ અધર્મની સમજણ છે. ઈશ્વરનું ગ્નાન પામવાની ને તેની ભક્તિ કરવાની શક્તિ છે. માટે માણસજાત માત્ર આત્મા સહીત જણાયછે.

હવે પત્થર, ઝાડ, પંખી, પશુ ને માણસોમાં જે ખરે-ખરા અંતરભેદો છે, તેઓ એ મત ઉપરથી ભંગ થઈ જાયછે. એટલે આ મત ઉપરથી પહાડ, ઝાડ, પશુ, પંખી, કિડા, મંકોડા, માછલી, માણસ, એ સર્વેમાં આત્મા રહેછે. આ મતવાળાઓ એવો ભ્રમ ઘાલેછે ને કહેછે કે જૂદી જૂદી પ્રકૃતિવાળા પદાર્થમાં તેનો તે આત્મા રહી શકેછે, એટલે ઝાડમાંથી છૂટીને આત્મા ભૂંડમાં પેસે ને ભૂંડમાંથી છૂટીને માણસમાં પેસે, એવા ભિન્ન ભિન્ન પદાર્થોમાં આત્માનું આવાગમન થાયછે, જૂદા જૂદા પદાર્થોને એક કરી નાંખેછે, ઊંચાની ઉપમા નિચાને ને નિચાની ઉપમા ઊંચાને આપેછે. માણસને ઝાડ, પહાડ, પશુ, ને પંખીની ઉપમા આપેછે, ને પોતાની શ્રેષ્ઠ પ્રકૃતિ છેક તુચ્છ ગણેછે. હાય હાય! એ મત ખરેખરો બતાવિયે તો કેવો નાગો દેખાયછે!

વળી હું પુછું છું કે બધા પદાર્થોમાં જો આત્મા રહેતો હોય તો આત્મા રહ્યાનાં પ્રમાણો દેખાશે કે નહિ? પહાડમાં આત્માનો ગુણ, ઝાડમાં આત્માનો ગુણ, ને પશુમાં આત્માનો ગુણ દેખાવવો જોઇયે; પણ એવું તો કાંઈ દેખાતું નથી. પહાડ જડ રહેછે, ઝાડ અચેત રહેછે, ને પશુ આત્મા રહીત દેખાય છે. આત્માના ગુણો તથા અસરો એવા પદાર્થોમાં કદી જણાતાં નથી, એકલા માણસોમાં દેખાય છે. હરેક પદાર્થ પોતપોતાની જાત ને સ્વભાવ ને ગુણ ને પ્રકૃતિ ને લક્ષણ પ્રમાણે પ્રસિદ્ધ થાયછે. પહાડની પ્રકૃતિ ઝાડમાં નથી માલમ પડતી, ને ઝાડની પ્રકૃતિ પશુમાં નથી માલમ પડતી; હવે જે જેવું હોય તે તેવું બદલ્યા વિના ને એકના ગુણ બીજામાં મેળવ્યા વિના રહેછે. પ્રભુનાં કૃત્ય ન્યારાં ન્યારાં છે, પણ આ મત બધાંને સેળભેળ જણાવેછે. જે છે તે નથી ને જે નથી તે છે; જેવું છે તેવું નથી ને જેવું નથી તેવું છે, એવું એ મત ઠરાવેછે. એટલે એ મતનો વિચાર આપણા દીઠાને વિરૂદ્ધ છે. આપણા મનની સમજણથી વિરૂદ્ધ છે ને સૃષ્ટીના સર્વ પ્રમાણોથી પણ વિરૂદ્ધ છે.

## બીજું પ્રમાણ.

૨.— જો લક્ષચોરચાશીનો મત સાચો હોય તો આગલા જન્મનું થોડું ઘણું સંભારણ જોઇયે કે નહિ?

બચિત જોઇયે; પણ આટલા યુગનાં આટલાં અગણિત માણસો થયાં, તોપણ કોઇને આગલા જન્મનું કાંઈ પણ સંભારણ થયું હોય એવું જણાતું નથી; એવું છતાં તે મત સાચો કેમ હોય? આગળનાં ઘીલાં લોક સંભારેછે.

જૂઓ માણસોને ઘણા પ્રકારની યાદદાસ્તી હોય છે, તેને અનેક થએલી વાતો સાંભરી આવેછે. સંસારમાં હરતાં ફરતાં આજ કાલ જે થાયછે તે સાંભરેછે; ઘણા વર્ષ ઉપરની વાત પણ સાંભરેછે. કોઈ ઘર મૂકીને પ્રદેશ જાયછે ને ત્યાં ઘણાં વર્ષ સુધી રહે તોપણ તે પોતાનાં માબાપ, સગાં, ને મિત્રની યાદગીરી કરે, ને તેઓની સાથે પાછો મળવા ચાહે. પોતાનું ગામ ને તેની સઘળી વસ્તુઓ તેને વારેવારે સાંભરી આવે ને તેના મનમાં આવે કે ત્યાં મારાથી જવાય તો ઘણું સારૂં.

વળી કોઈ ઘરડો હોય તોપણ નાનપણમાં માબાપની સાથે કેવી રીતે રમતો ને છોકરાંની સાથે શી શી વાતો કરતો હતો ને નિશાળમાં બેસીને શું શું ભણતો હતો તે સઘળી વાતો સાંભરી આવે.

વળી જૂઓ સવારે ઉઠયા પછી યાદ આવે કે રાતના સ્વપ્નામાં હું હોડીમાં બેસીને જતો હતો કે ફલાણું ફલાણું

કામ કાજ કરતો હતો કે ફલાણી વાતો કરતો હતો કે ફલાણા ભયથી નાસતો હતો એવી તરેહ તરેહની વાતો સાંભરી આવે.

એ બધા પ્રકારની યાદગીરી કરતાં કરતાં જાણે છે કે હું તેને તે પુરૂષ, બીજો નથી. આગલા વખતમાં ને હમણાંના વખતમાં સંબંધ તુટી નથી ગયો; જેવો આગળ હું હતો તેવોજ હાલ છું, કોઈ તફાવત પડયો નથી.

તો હવે પૂછવું જોઇયે કે એવા પ્રકારની સ્મર્ણશક્તિ માણસને થયા છતાં, આગલો જન્મ થયો હોય તો તેની કોઈ પણ યાદગીરી ન કરી શકે? બીજી અનેક વાત સાંભરવાની શક્તિ હોય ને આગલા જન્મ સંભારવાની શકિત ના હોય તે કેમ મનાય? મનાય તો નહિ, માટે આ મત સાચો નથી. આગલા જન્મની વાત દુનીઆના આરંભથી પણ કોઇએ સંભારી નથી; મૂર્ખે નહિ ને ગ્નાનીએ પણ નહિ. એમ પણ વિચારવું કે જો માણસના અવતારમાં કોઇને યાદદાસ્તી ન હોય તો બીજા કયા અવતારમાં યાદદાસ્તી હોય ? માણસનો અવતાર મૂકીને જડ પદાર્થનો અવતાર લે કે પશુનો લે, તો તેમાં તેને સ્મર્ણશક્તિ કયાંથી આવે? જો ઉંચા અવતારમાં કશી યાદગીરી ના હોય તો નીચામાં કેમ હોય? માટે સર્વ

પદાર્થમાં આગલા જન્મનુ કાંઈ સંભારણુ નથી, એમ અચિત જણાય છે.

આગલો જન્મ પામ્યા કે ન પામ્યા તેનો ઉત્તર કોઈ પોતાની યાદદાસ્તીએ કરીને કહી શકતો નથી. યાદદાસ્તી હોય તો એ મતનો મોટો દાખલો મળે ખરો; પણ નથી, માટે તેનો વિશ્વાસ કેમ આવે?

જો કદાપી કોઈ કહે કે બાળપણામાં જે થયું તે કાંઈ સાંભરતું નથી ને આજકાલ જે અનેક નાની નાની વાતો થાયછે તે પણ સાંભરતી નથી, તો આગલા જન્મનું નથી સાંભરતુ તેમાં શી નવાઇ છે? તો તેનો ઉત્તર એ છે કે બાળપણામાં જ્ઞાનઇંદ્રિયો સૂક્ષ્મ હતી તેથી સમજણ પણ થોડી હતી, માટે હરકાંઈ વાત ધ્યાનમાં રાખવાની શક્તિ નોહોતી; જો તે વખત ધ્યાનમાં રાખવાની શક્તિ હોત તો હમણાં તેની યાદગીરી હોત. વળી આજકાલ જે અનેક વાતો થાયછે, તે કેટલીએક વિચારમાં લેવા યોગ્ય છે ને કેટલીએક નથી. જેટલી વાત ઉપર ધ્યાન બેસે તેટલી સહેજ સાંભરી આવે, પણ જે ઉપર ધ્યાન બેઠું નોહોતું તેની યાદગીરી થતી નથી. તો વિચારો કે હજારો આગળના અવતાર થયા હોય તો કોઈ પણ જન્મમાં જ્ઞાનઇંદ્રિયોને હરેક વાત ધ્યાનમાં આણવાની શક્તિ થઈ હોય ને ધ્યાનમાં લીધા જોગ કંઈ પણ કામ થયું હોય તો

આગળની થોડી પણ યાદગીરી થયા વિના રહે નહિ. પણ એવી યાદગીરી કોઈમાં નથી, માટે એ મત જૂઠો સાબીત થાયછે.

વળી આ મતવાળા યાદગીરી નહિ થવાનું એક કારણ બતાવેછે ખરા કે આત્મા છૂટે છે ત્યારે મન, બુદ્ધિ, ચિત્ત, ને અહંકાર રહીત થઈને ખોળામાં પેસેછે તેથી તેને સ્મર્ણ રહેતું નથી. એ વાત તો અમથું બહાનું છે, કારણ કે કોણે જાણ્યું કે આત્મા મન, બુદ્ધિ, ચિત્ત, ને અંહકાર રહીત છૂટેછે. કોઈને એની યાદ છે? ના, આગલા જન્મનીજ યાદ કોઈને નથી તો તે જન્મનો દેહ મૂકતી વેળાએ શું થયું કે શું ન થયું તેની યાદ ક્યાંથી હોય? કોઈ પોતાનું જૂનું ઘર ન સંભારે તો ઘરમાંથી નિકળતાં જે જે થયું હોય તે શી રીતે સાંભરે. આપમતિયા લોકે પોતાનો મત સ્થાપન કરવા સારૂ એ બહાનું શોધી કહાડયું છે, પણ કોઈ વિચારવંત પુરૂષથી મનાતું નથી.

## ત્રીજું પ્રમાણ.

૩. આગલા જન્મનું સંભારણ નથી માટે આ મત પાપ તથા પૂણ્યનું ફળ ભોગવાવાનો યોગ્ય ઉપાય દેખાડતો નથી. ઈશ્વર સૃષ્ટીનો ધણી છે ને પોતાની પવિત્ર

આગ્નાએ કરીને આ સૃષ્ટીના લોકોને ચલાવેછે ને તે આગ્ના તોડનારને ઈન્સાફ કરીને શિક્ષા દેવી જોઈયે. હવે ઈશ્વર કૃપાસાગર છે તે કોઈને અમથું દુઃખ દેવા ચહાતો નથી; માટે અપરાધીઓને શિક્ષા દીધાનું મોટું કારણ એ છે કે તેનો ઈન્સાફ તથા પવિત્રપણું જણાય, ને પાપનું ભૂંડાપણું તથા વિરૂદ્ધપણું સર્વને પ્રગટ થાય.

પણ આ મત પ્રમાણે એવું તો કદી નહિ થાય; કારણ કે જે શિક્ષા ભોગવેછે ને તે શા કર્મને લીધે ભોગવેછે તે જાણતો નથી; માટે તેમાં તે ઈશ્વરનો ઈન્સાફ કેમ જાણે ને વળી પાપનું ભૂંડાપણું કેમ સમજે? હું આગળ હતો એટલું નથી જાણતો તો હું આવાં આવાં કામ કરતો હતો, એમ તે કેમ જાણે? ને વળી એટલી યાદગીરી વિના તેના મનમાં કેમ આવે કે ઈશ્વર મને મારા પાપનું ફળ ભોગવાવેછે. વળી મનમાં એમ જાણ્યા વિના, તે ઈશ્વરનો ઈન્સાફ કેમ કબુલ કરે? એક દૃષ્ટાંત સાંભળો.

સરકાર કોઈ અપરાધીને પકડીને કેદમાં નાંખે અથવા ફાંસી દેવાને ઠરાવે, ત્યારે જો તે બિચારો પોતાનો અપરાધ કાંઈ જાણતો ન હોય ને સરકાર તેને જણાવતી ન હોય, તો તે શી રીતે સરકારનો ઈન્સાફ કબુલ કરે ને પોતાને સજા જોગ માને? તે તો કહેશે, મહારાજ મારો અપરાધ

મને બતાવો તો હું તમારો ઈન્સાફ જાણીશ; અપરાધ જાણ્યા વિના હું તમારી શિક્ષા કેમ કબુલ કરૂં?

તે પ્રમાણે જો માણસો બીજા જન્મનાં પાપ સંભાર્યા વિના આ જન્મમાં તેની શિક્ષા પામતા હોય તો તેનાં પોતાના અપરાધને ઈશ્વરનો ઈન્સાફ શા ઉપરથી માની શકે?

આપણે તો ખચિત જાણવું કે ઈશ્વર જો કોઇને આગળ કરેલું ભોગવાવા ચાહે તો તેને કામની યાદગીરી પણ આપશે ને તેથી તેનો અપરાધ મનાવશે. જો સંભારણ કરાવે તો ભોગવનારને ખચિત કબુલ કરવું પડે કે, ઓ ઈશ્વર તું મને મારાં કરેલાંનું બરાબર ફળ ભોગવાવેછે; પણ જ્યાંલગણ ઈશ્વર તેને સંભરાવે નહિ ત્યાંલગણ ઈશ્વરનો ઈન્સાફ જણાશે નહિ. ઈશ્વર કોઇને આગલા જન્મનું સંભરાવતો નથી, તેથી જણાય છે કે આ મત જૂઠો છે.

## ચોથું પ્રમાણ.

૪.—આ મતનો બીજો મોટો દોષ એ છે કે તે ઉપરથી ઈશ્વરનો ગેરઇન્સાફ જણાય, કારણ કે જેણે પોતાનું આગળનું સંભારણ મૂકી દીધું ને પોતાની બુદ્ધિ, ચિત્ત, અહંકારથી છૂટીને બીજો અવતાર લીધો તે બીજો કહે-

વાય; તેનો તે નથી. જુઓ રાતના સ્વપ્નામાં કોઈનું મન આમ તેમ ભટકે ને પછી ઉંઘમાંથી ઉઠીને સચેત થાય તોપણ તેનો તેજ કહેવાય. નાનપણથી ઉછરીને ઘડપણ-લગી વધતો ગયો તોપણ તેનો તેજ માણસ કહેવાય. શા માટે કે તેનું મન, બુદ્ધિ, ચિત્ત, ને અહંકાર એનામાં રહ્યાં છે; પણ તે એક દેહમાંથી છૂટીને બીજા દેહમાં પેઠો. ને તેનાં આગળનાં મન, બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર ગયાં તો તેનો તેજ પુરૂષ કેમ કહેવાય? તે તો બીજો થયો છે; માટે જો તેને ઈશ્વર કાંઈ ભોગવાવે તો ઈશ્વર કોઈનું પાપ કોઈને ભોગવાવેછે એમ કહેવાય ખરૂં, પણ કોઈનું પાપ તે પાપ કરનારનેજ ભોગવાવેછે. એવું તો નહિ કહેવાય. પાપ કરનાર જુદો ઠર્યો ને પાપ ભોગવનાર જુદો ઠર્યો. એમ કહેવું પડે તો પછી ઈશ્વ-રનો ઈન્સાફ કયાં રહ્યો? જો તેનો તે આત્મા મન, બુદ્ધિ, ચિત્ત, અને અહંકાર સુદ્ધાં દુઃખ ભોગવનાર હોત, તો ઈશ્વરનો ઈન્સાફ મનાત. કેમકે કરનાર ને ભોગવનાર એકજ છે.

## પાંચમું પ્રમાણ.

૫.—વળી આગલા જન્મની યાદદાસ્તી નથી માટે આ મત માણસને સુધારવાનો ને મુક્તિ પમાડવાનો

યોગ્ય ઉપાય જણાવતો નથી; એટલે આ મતનો અભિપ્રાય જે છે તે બંગ થાયછે. આ મત જો સાચો હોય તો પાપ મૂકાવત ને પૂણ્ય પકડાવત. પણ આત્માનું સંભારણ વિના એવું કાંઈ કદી થતું નથી ને કંઈ થઈ શકતું પણ નથી. દૃષ્ટાંત આપવાથી એ વાત સાફ જણાશે.

જૂઓ કે છોકરો અગ્નિમાં આંગળી ઘાલેછે તેથી તેની આંગળી દાઝેછે ને ઘણી પીડા થાયછે. બીજી વખતે અગ્નિ જોઈને સંભારેછે કે અગ્નિ પીડા કરેછે, માટે તે ફરીથી આંગળી ઘાલતો નથી. ચેતીને આગળ સાવધાન રહેછે, જો સંભારત નહિ તો ચેતત નહિ; સંભારણથીજ ચેતેછે. વળી જો છોકરો ભણતાં ભણતાં ભૂલો કરે ને મહેતાજી તેને સોટી મારે, ને જો તેને યાદ આવે કે મેં ફલાણી ભૂલ કરી ને સજા પામ્યો, તો કદાસ તે બીજી વખતે ભૂલ ન કરે, પણ જો સંભારે નહિતો વળી ભૂલ્યા વિના કેમ રહે? વળી કોઈ માણસે તકસીરને લીધે સરકારથી માર ખાધો ને કેદમાં પડ્યો, તો તે પોતાનો અપરાધ જાણતો હોય ને તેનું સ્મર્ણ કરતો હોય, તો તે પસ્તાવો કરે ને કેદમાંથી નિકળ્યા પછી શિક્ષા સંભારતાં સંભારતાં તે ચેતીને કુકર્મ કરવાનું મૂકી દે ને કદાપી સુધરી જાય. કારણ કે તે મનમાં જાણેછે કે જો આગળ કીધેલો અપરાધ વળી કરીશ તો આગ-

ળના જેવી શિક્ષા ભોગવવી પડશે; એવી યાદદાસ્તી નહિ હોય તો કદી સુધરે નહિ. તે પ્રમાણે કોઈ માણસ કંઈ સારાં કામને લીધે યશ પામેછે કે ઈનામ પામેછે; તે કામ સંભારતો હોય તો તેનું એવું સારૂં ફળ માનીને વળી તેવુંજ પણ કરતો જાય, પણ સંભાર્યા વિના બીજી વખતે તે કેમ કરે? હરેક જે જે માણસ સારાં ભૂંડાનું ફળ પામેછે તે પોતે પોતાનું કર્મ ને તેનું ફળ સંભારે તો શિક્ષાનો ગુણ લાગે ને ઈનામનો દિલાસો થાય; પણ પોતપોતાનું કર્મ સંભાર્યા વિના કોઈ શી રીતે સમજે કે હું ફલાણા કર્મનું સુખ ને ફલાણા કર્મનું દુઃખ પામું છું. ને એવું જાણ્યા વિના તે શાથી સુધરી જાય?

તે દૃષ્ટાંતનો સિદ્ધાંત એ છે કે ઈશ્વરથી માણસ સુફળ અથવા કુફળ પામે પણ તેને સાંભરે નહિ કે ફલાણા કર્મને લીધે હું સુફળ પામ્યો છું; ને ફલાણાં કર્મને લીધે હું કુફળ પામ્યો છું, તો તે કદી સુધરશે નહિ. યાદદાસ્તી વિના તે કરોડો જન્મ પામ્યો હોય તોપણ શી રીતે ચેતે ને ચેત્યા વિના તે ભુંડું મૂકીને ભલું કેમ પકડે?

સંસારના હજારો લોક નિત્ય નિત્ય તરેહ તરેહનાં દુઃખ ભોગવે છે. આ મત પ્રમાણે તેનું કારણ એ છે કે આગળ પાપ કર્યાં હતાં.—હવે જો તેઓ એમ કહેકે ફલાણું પાપ ફલાણે વખતે કર્યું હતું, તેનું ફળ હમણાં

ભોગવવું પડેછે; તો કદાચિત મનમાં એમ આણે ખરા કે હાય હાય પાપ મહા ભૂંડું છે તેથી મારે વેગળા રહેવું જોઇયે, નહિતો વળી મારે ભૂંડું ફળ ભોગવવું પડશે. પણ એવું કોણ પોતાના હૈયામાં જાણેછે? જે દુઃખ ભોગવે છે તે નથી જાણતો કે શા માટે ભોગવું છું ને જે સુખ ભોગવે છે તે પણ નથી જાણતો કે શા માટે સુખ ભોગવું છું.

એટલે ભૂંડો ભૂંડોજ રહે ને ભલો ભલો થવાને વાસ્તે કંઈ દિલાસો પામે નહિ. સુખદુઃખ ભોગવતાં એટલું મનમાં આણે કે જે પ્રારબ્ધમાં લખ્યું તે ખરૂં, એવું જાણતાં પાપથી કોણ બીહે ને પૂણ્ય કોણ ચાહે? માટે આ જગતના પાપી લોકોને સુધારવા સારૂ આ મત કાંઈ કામમાં નથી આવતો.

## છઠું પ્રમાણ.

૬.—આ મત જે કર્મનું ફળ ભોગવવાનો ઉપાય દેખાડે છે, તે ઈશ્વરની બુદ્ધિ તથા જ્ઞાનથી વિરૂદ્ધ છે.

૧.—માણસના આત્માને નિર્મળ કરવો ને તેના સઘળા વિકાર મટાડવા ને વાસનાનો અંકુર બાળવો, એવો જે અભિપ્રાય છે તે ઘણો સારો છે; પણ જે યુકિત આ મત બતાવે છે તે એવી છે કે મૂર્ખ માણસ પણ

કદી કામમાં ન લાવે. એટલે નિર્મળ કરવા સારૂ આત્માને મેલા કૂળમાં બંધાવે છે ને વાસનાનો અંકુર બળાવવા સારૂ વાસના ભરેલે ઠેકાણે નાંખેછે. આપણે બધા જાણિયે છિયે કે મેલી વસ્તુને શુદ્ધ કરવી હોય તો સાફ પાણીએ ધોવી જોઇયે. ભૂંડા માણસને ભલો કરવો હોય તો સારી શિખામણ આપવી જોઇયે ને સારી સંગતમાં મેળવવો; પણ આ મત કેવો છે કે કોઈ અશુદ્ધ પુરૂષ હોય તેને શુદ્ધ કરવા સારૂ આગળ અશુદ્ધ અવતાર લેવો પડેછે. જેને ભૂંડી વાસના હોય તેને આગળ ભૂંડી વાસનાવાળાનો જન્મ ભોગવવો પડેછે, હાય હાય એ કેવી યુકિત છે! આ સંસારના પદાર્થો જે છે તેઓને સુધારવાને કોઇને શકિત નથી; તેઓ તો ઉલટી બીગાડી નાંખે. માણસ કરતાં શું શ્રેષ્ઠ છે કે તેમાં બંધાયાથી માણસનો આત્મા સુધરી જાય? કોઇનો મેલ કહાડવા સારૂ તેને કીચડમાં નાખીએ? કોઈ કાળાને ધોળો કરવા સારૂ કોઇ ગળીના કુંડમાં બોળીએ? ના, તો કોઇને સુધારવા સારૂ તેને આ સંસારના જડ પદાર્થ કે પશુ પંખીઓના અવતાર લેવડાવીએ? એવા પદાર્થોના લાખો જન્મ લે તો પણ અશુદ્ધને અશુદ્ધ રહેશે. શાથી શુદ્ધ થાય? એક તળાવના કીચડમાં કોઇને નાંખીએ તો કેટલો મેલ લાગે? પણ લક્ષચોરાશીના તળાવોના કીચડનો

મેલ કેટલો ચઢતો હશે? એવી યુક્તિ મૂર્ખ માણસ કદી ન કાહાડે તો અપાર ગ્નાની પ્રભુ કહાડે એ વાત કેમ મનાય? વિચારો કે કોઇ પોતાના છોકરા છોકરાને સુધારવા સારૂ દારૂના પીઠામાં મોકલે? જો મોકલે તો સુધરે કે બગડે? કોઇ પોતાની વહુને પતિવૃતા કરવા સારૂ વેષ્યાના ઘરમાં મોકલે? જો મોકલે તો સુધરે કે બગડે? જે જે સંગત કરે તેની અસર લાગ્યા વિના કેમ રહે? તેમ જડ પદાર્થમાં પેઠાથી માણસનો આત્મા જડ થાય પણ તે સદ્ગુણી ન થાય. કામી જનાવરમાં પેઠાથી કામી થવાય, પણ નિર્મળ ન થવાય. લાલચુ પંખીમાં પેઠાથી લાલચુ થવાય પણ નિર્લોભી ન થવાય. ભૂંડામાં પેઠાથી ભૂંડા ગુણ આવે પણ સદ્ગુણ કેમ આવે? તરવાર કાટવાળા મિણમાં ઘાલીએ તો કાટ ચઢે, ધોએલાં લૂગડાંને ઘાંચીના ઘરમાં રાખીએ તો ડાઘ પડે. મેસવાળી તાવડી ઉપર રોટલી મૂકીએ તો તે કાળી ને મેલી થાય, પણ ઉજળી ન થાય.

તેમ માણસનો આત્મા, નીચા પદાર્થમાં પેસે તો નીચો થાય. કુલક્ષણમાં પેસે તો કુલક્ષણી થાય. જે જેનો જન્મ લે તેને તેના બધા વિકાર લાગે. તો જન્મોજન્મથી આત્મા નિર્વિકારી કેમ થાય ને ઈશ્વરને મળવા સારૂ કેમ જોગ થાય?

હવે હું બધા હિંદુઓને એક સવાલ પુછુંછું કે જન્મો-જન્મથી ગુણ થતો હોય ને માણસ સુધરતું હોય તો આટલા યુગમાં આટલા અવતારો લીધાથી લોક કંઈ પણ સુધરી ગયા હોત કે નહિ? લોક કંઈ સુધર્યા નથી પણ ઉલટા બગડતા જાયછે. બાપદાદા કરતાં આજના લોક ભૂંડા છે એમ કહેવાય છે. તો પછી અનેક અવતાર લીધાના ગુણ ક્યાં જણાય છે? શું એ મત જૂઠો નહિ હોય?

૨.—વળી સારો અવતાર ધરવો એ પૂણ્યનું ફળ ને ભૂંડો અવતાર ધરવો એ પાપનું ફળ છે એમ આ મત ઠરાવેછે, પણ એ ફળ જે છે તે અઘટતાં છે. પૂણ્યવાનને સારો અવતાર લીધામાં શું સારૂં છે ને પાપીને ભૂંડા અવતાર લીધામાં શું ખોટું છે તે વિચારો. સુકર્મી માણસ ગાયમાં અવતરે તો તેને શું સુખ થાયછે? તેને બુદ્ધિ નથી, ગ્નાન નથી, વિચાર નથી, યાદદાસ્તી નથી; એટલે તેમાં પેઠાથી તે શાનું ઘણું સુખ પામ્યો? ને આગળના સુકર્મનું શાનું મોટું ફળ પામ્યો? હવે તે માણસ કરતાં નીચો અવતાર પામ્યો ખરો કે નહિં? વળી કુવ્યસની માણસ ભુંડમાં પેસે તો ઘણું દુઃખ શાનું પામ્યો? ભૂંડ ખુશીમાં ફરેછે, ખાય પીએ છે ને મઝા તથા વિલાસ કરેછે. એટલે તે કામ કુવ્યસની માણસને ફાવતું થાય.

શુ તે અવતાર લીધાથી મોટી શિક્ષા પામ્યો? તેની વાસના પ્રમાણે સુખ પામે છે, દુઃખ પામતો નથી; માટે સારાં માણસને ગમે એવું સારૂં ફળ ને ભૂંડા માણસને ભય લાગે એવું ખોટું ફળ આ મત બતાવતો નથી. ત્યારે આ મત પુણ્ય કરાવવાને તથા પાપ વેગળું કરાવવા વ્યર્થ છે.

૩.—વળી જો કદાપી સારા અવતાર લીધાનું યોગ્ય ફળ હોય તોપણ તેમાં કંઈ સ્થિરતા નથી, માટે ખરેખરો દીલાસો નથી; કારણ કે સારો અવતાર પામ્યા પછી કદાચ નરસો પામે તો શું લોક નથી કહેતા કે **तपने अंते राज ने राजने अंते नर्क.** જો એમ હોય તો તપનો શા ગુણ ને રાજમાં શું સારૂં? ગુણથી અવગુણ નિકળેછે, એ તો માણસની મશ્કરી કરવાનો ઉપાય માલમ પડેછે. શું એવો ઉપાય ઇશ્વરથી ઠરેયો કે માણસની અમથી કલ્પનાથી ઠરેયો છે? વળી પાપી ભૂડા અવતાર લીધા પછી ભલો અવતાર પણ પામે. એટલે પાપીને પાપ કરતાં શો ભય?

ઓ વાંચનારા, સત્ય કહો કે આ યુક્તિ જે છે તે ઇશ્વરથી વિરૂદ્ધ છે કે નહિં?

## સાતમું પ્રમાણ.

આ મત ઉપરથી ઘણા ઉપદ્રવો થાયછે.

૧.—એક પ્રકારનો ઉપદ્રવ એ છે કે આ મત ઉપરથી દયા મટી જાયછે, ને નિર્દયતા પણ આવેછે. જૂઓ જગતમાં તરેહ તરેહના દુઃખી લોક હોય છે, ને ઇશ્વરની આજ્ઞા છે કે તેઓની સંભાળ લેવી; તો એ બિચારા લોકને કારણ વિના કેમ અપરાધી જાણીએ? ને જો અપરાધી જાણીએ તો તેઓની સંભાળ હેતથી કેમ લેવાય? તેઓ તો આગળ ખૂની થયા હશે કે કુકર્મી થયા હશે કે ચોર થયા હશે ને પોતાના પાપનું બરાબર ફળ હમણાં ભોગવેછે, એવું સમજીને આપણાં મન કઠણ થાય છે પણ ખરેખરી દયા આવતી નથી.

૨.—બીજા પ્રકારનો ઉપદ્રવ એ છે કે આ મત માણસોના સ્વભાવને બગાડી નાંખેછે. પણ સુધારતો નથી. સંસારમાં તરેહ તરેહનાં દુઃખ ઉપજાવેછે, પણ એકે સુખ ઉપજાવતો નથી. તે સંસારનાં પાપ વધારેછે ખરો પણ ઘટાડતો નથી. વાસનાના અંકુરને કોઠરૂપ છે, ખરો પણ તે બાળતો નથી. સાધુ સંસારનો ઉદ્યોગ ને ધર્મવ્યવહાર મૂકીને તપ કરેછે, કે આવતા અવતારમાં રાજ મળે; એ લોભ છે કે નહિં? વળી તિર્થે કોઇ સુંદર સ્ત્રી જાય તો સાધુ આગલા અવતારમાં તેને પામવાની

આશા રાખીને તેને ઝાલેછે એટલે બેઉ ડુબી જાય છે, એ કામાતુરપણું છે કે નહિ? કોઈ દુશ્મનને મારવા સારૂ આગળ અવતાર લેવા ઇચ્છે તો એ ખૂન છે કે નહિં? વળી કેટલાએક જંપાપાત કે ભેરવ જપ કરેછે, જગન્નાથના રથના પૈંડા તળે કચડાઈ મરે છે, કરવત મુકાવે છે ને અનેક પ્રકારના કષ્ટ ભોગવે છે. તે તરેહ તરેહના ઘાતનો દોષ આ મત ઉપર છે; કારણ કે એવાં નિર્દય કામ કરનારની આશા એ છે કે આગળ અમને કોઈ સારા અવતાર મળશે. હાય હાય! આ મતથી સારાં કર્મનું ઠેકાણું કયાં છે? જે ભુડાં કર્મ તેમાંથી નીકળે છે તે તો અગણિત ને ઘોર પાપી છે.

૩.—ત્રીજા પ્રકારનો ઉપદ્રવ એ છે કે આ મત જૂઠો ભય ઘાલ્યાથી ખરો ભય મૂકાવે છે; ને જૂઠી આશા ઘાલ્યાથી ખરી આશા ભૂલાવેછે, એટલે ઉદ્ધારનો શોધ ભુલાવેછે. લોક જન્મોજન્મના વિશ્વાસ કરી બેઠા એટલે મૂઆ પછી ઇશ્વરને શરણે જવાનો ખરો ઉપાય શોધતા નથી ને ઈશ્વરના કોપથી નાસવાનો માર્ગ ઢુંઢતા નથી, એ મતથી ભરમાઇને ઈશ્વરની સાથે મેળાપ પામવા સારૂ ચિંતા નથી રાખતા; ને ઈન્સાફમાં જે શિક્ષા ભૂંડાને ખચિત મળશે તે મટાડવાની રીત પૂછતા નથી. એટલે આ મત માણસના ઉદ્ધારને વિરૂદ્ધ છે.

હવે આ મતને વિરૂદ્ધ મેં ઘણા દાખલા દેખાડ્યા, બીજા લખવાની શી જરૂર છે. જો અસત્યને ચાહીએ તો આ મત પકડવો, કેમકે એ કેવળ-અસત્ય છે, ને તરેહ તરેહના અસત્યનું મૂળ છે. પણ જો સત્ય ચાહિયે તો આ મત મનમાંથી કહાડી નાંખવો જોઇયે. જો દુઃખ ચાહીયે તો આ મત પકડવો, કેમકે એ દુઃખકારક છે પણ જો સુખ ચાહિયે તો એ મત મૂકવો કેમકે એ સુખનો વેરી છે.

## આ મત શાથી નિભે છે.

હવે આ મત શા ઉપરથી ઠરેચો ને આટલા ઘણા લોક શા માટે માનતા હશે. તે જો કોઈ પૂછે તો તેનો ઉત્તર એ છે કે પ્રાચીન કાળમાં પાપનું ફળ ભોગવવાની બીક ઘાલવાને પૂણ્યનું ફળ પામવાની આશા ઉપજાવવાને ને માણસનો સ્વભાવ સુધારવાનો ઉપાય કાહાડવા સારૂ એવો મત કોઈ લોકે પોતાની કલ્પનાથી શોધી કાહાડ્યો હશે; ને પોતાના અધિકારથી ચલાવ્યો હશે. અગાડી ગમે તે કારણથી ઠર્યો હોય પણ હમણાં તો એ મત નર-દમ લાલચુ અને લોભીઓનું મોટું કારખાનું ઠર્યું છે, હમણાં તો મનાવવાનો ઉપાય નથી, પણ બ્રાહ્મણ, ગોસાઈ જોગી અને જંગમોનું ગુજરાન ચલાવવાનો

મોટો ઉપાય છે. હજારો આળસુ તથા લોભીઆ આ મતનો ભય જગતને માથે મૂકીને પોતાના દહાડા સુખેથી કહાડે છે; ને પોતાનું પેટ ભરે છે. નિચા અવતાર મટાડવા ને ઉંચા અવતાર પમાડવા સારૂ બ્રાહ્મણો હજારોને જાત્રાએ ને તિર્થે, રઝળાવેછે, દાનધર્મ કરાવે છે, સેવા કરાવે છે, ને જ્યાં ત્યાંથી પોતાનો સ્વાર્થ સાધેછે. ને પોતાના દહાડા સુખથી કહાડે છે. એ મત જો તુટી જાય તો એવા લોકોનો ભૂંડો ધંધો તુટી જાય. મઠમાં કોઈ ભેટ લાવે નહિં, દેવળમાં કોઈ અર્પણ કરે નહિ, ઘરમાં કોઈ દક્ષિણા આપે નહિં એમ જાણીને ગુરૂ લોક હોડથી એ મત મનાવે છે; એમાં શું અચરત છે?

લક્ષચોરયાશીના મતથી અગણિત લાખ ચોરયાશી રૂપિઆ તેઓના હાથમાં આવેછે. એ મત સાચો કે જૂઠો હોય તો પણ તેઓને તો સોના રૂપાની ખાણ જેવું છે. એ મતને આધારે ગોર લોક પોતાના યજમાનોને નિર્ધન કરી નાંખે છે. જીવતા યજમાનોનું લે છે, મરેલાનું લે છે ને ગએલી પેઢીના લોકને આ પેઢીના લોકના ખાતામાં લેછે. ને તેનું કારણ એવું બતાવે છે કે આથી ભૂંડા જન્મ મટશે ને સારા જન્મ મળશે. તેથી જણાય છે કે આ મત ઉપર આળસુ તથા ભિક્ષુક ગોરોના ગુજરાનનો બધો ભાર રહેછે. હાય હાય! તેઓના પેટ

ભરાય છે. ખરાં પણ તેઓ તેઓના બિચારા યજમાનોનાં ધન ખાલી કરાવે છે. ને શુદ્ધ બુદ્ધિ, સારા વિચાર, ને સંજીવન આશા ખોવડાવે છે. તેઓ આ મત સમજાવી સમજાવી લોકોની આંખમાં ધૂળ નાંખી સત્ય ઉપરથી નજર છોડાવે છે. ને ઉદ્ધારના માર્ગથી ચિત્ત ફેરવી નાંખેછે.

છેલ્લી વાત એછે કે હજારો લાલચુઓનાં પેટ ભરાય કે ભૂખે મરે તોપણ જે સાચું તે સાચું ને જૂઠું તે જૂઠું છે; ને અંતે સાચું તરે ને જૂઠું ડુબે. જે સાચું માને છે તે પ્રભુને ઘેર જાયછે, ને જે જૂઠું માનેછે તે ઈશ્વરથી સદા વિમુખ રહેછે.

## આત્માના જન્મની વાર્તા.

હવે દેહના બીજા જન્મનો મત ખોટો છે એવું સાબીત થયું ને તે મતનો જે અભિપ્રાય બતાવેછે તે અભિપ્રાય કોઈ પ્રકારે પૂર્ણ થતો નથી. પછી મતનું ઠેકાણું ક્યાં રહ્યું ? ને તે મત ત્યાગ કિધા વિના કેમ રહિયે? એ મત માણસની બુદ્ધિથી કહાડેલો છે તો તેથી ઈશ્વર સંબંધી દુર્લભ કામ ન સાધન થઈ શકે એમાં શું આશ્ચર્ય? પાપ પૂણ્યનું ફળ ભોગવવા સારૂ ને માણસ ભ્રષ્ટ થયાં તેને સુધારવા સારૂ ને વાસનાનાં અંકુર બળાવવા

સારૂ પામેછે. ઇશ્વરના રાજમાં મોટો ભેદ જે છે તે બુદ્ધિ દોડાવવાથી સમજણમાં આવતો નથી. રાજાનો નાનો દીકરો ન જાણે કે મારા બાપે શી રીતે રાજ ચલાવ્યું ને શી શિક્ષા અપરાધીઓને દેવી ને ધર્મિઓને શો શો દિલાશો દેવો જોઇયે. તેમ માણસ પોતાની બુદ્ધિથી નહિં કલ્પિશકે કે સૃષ્ટિને શી રીતે ચલાવવી ને પાપ પૂણ્યનું યોગ્ય ફળ શી રીતે ભોગવાવું જોઇયે ને માણસોનો બગડેલો સ્વભાવ શી રીતે સુધારવો. એ બધી વાતો ઇશ્વર વિના બીજા કોઇને માલમ નથી. ઇશ્વર જણાવે તો જણાય ખરી.

હવે ઇશ્વરે દેહના જન્મની વાત નથી જણાવી પણ તેણે આત્માના જન્મની વાત સાફ જણાવી છે. માટે તે વાત આપણે સારી પેઠે સમજવી ને ધ્યાનમાં આણવી જોઇયે.

૧.—દેહનો જન્મ પ્રમાણ વિનાનો છે, પણ આત્માના જન્મનાં ઘણાં પ્રમાણો છે. હિંદુ લોક કહેછે કે આત્મા જનમતો નથી ને મરતો નથી, એ વાત ખરી. જેમ દેહ માના ઉદરમાંથી અવતરે છે, તેમ આત્મા અવતરતો નથી. તો પણ તેને નવો જન્મ લેવો જોઇયે. ને નવો જન્મ લીધા વિના તેની સુગતી ન થાય, પણ તે કુમતી પામીને સર્વકાળ દુઃખી થાય, તો આત્માનો બીજો જન્મ શો છે? આત્માનો બીજો જન્મ તો એ છે કે

તેના જન્મનો ભૂંડો સ્વભાવ, ભૂંડી વાસના, ને જન્મના દુર્ગુણ ને કુલક્ષણ જે છે તે મટાડીને નવો સ્વભાવ, નવી વાસના, નવા ગુણ ને નવાં લક્ષણ લેવાં. તેનું દૃષ્ટાંત એ છે કે જો કોઈ માણસ ઈશ્વરનો દ્વેષિ, અભક્તિવાન, કામી, લોભી કે ક્રોધી હોય ને પછી તે ઈશ્વરનો ભાવિક ને ધાર્મીક થાય, રાંકડો થાય કે શુદ્ધ થાય, નિર્લોભી થાય કે દીન થાય તો તે નવો જન્મ પામેલો કહેવાય; શા માટે કે તેનો જૂનો સ્વભાવ ને જૂના ગુણ બદલાયા એટલે તે નવો માણસ થયો. તે ને તેજ માણસ છે ખરો તોપણ તે પોતાનાં લક્ષણ સંબંધી નવો માણસ કહેવાય. જે એવો નવો જન્મ પામ્યો છે, તેમાં વાસનાનો અંકુર બળી ગયો ને તે પાપના બંધનથી નિરબંધ કહેવાય. તે તો આ જન્મના દેહથી છૂટીને બીજા દેહમાં બંધાઈ જનાર નથી. પણ તે ઈશ્વરની સાંનિધ્યમાં જનાર ઠર્યો. ઇશ્વરની પાસે જવા સારૂ એ રીતે નવો જન્મ જોઇયે. કેમકે યોગ્ય થયા વિના ઈશ્વરના પવિત્ર સ્થાનમાં પેસાશે નહિં, શુદ્ધોમાં મળવા સારૂ પોતે શુદ્ધ થવું જોઇયે. સત્યનો મેળાપ પામવા સારૂ પોતે સત્ય થવું જોઇયે, પણ નવો જન્મ પામ્યા વિના કોઈ શુદ્ધ ને સત્યવાદી ન થાય.

જૂદા જૂદા કુળમાં બંધાયાથી આત્મા સુધરે નહિં,

કેમકે ઘર ઉપરથી વસનારનો સ્વભાવ બદલાતો નથી પણ માણસના દેહના કુળમાં જે આત્મા હમણાં બંધાયલા છે, તેને બદલાવવા જોઇયે. એટલે તે સુધર્યા વિના રહે નહિં. દૃષ્ટાંત—બાવળનું ઝાડ રોપે ત્યાં બાવળજ થાય ને તેને બાવળનાં ફળ આવે. જો તેને સારાં ફળ જોઇયે તો તેની પ્રકૃતિ બદલાવવી, એટલે સારાં ફળ આવશે.

૨.—હવે એક મોટો વિચાર એ છે કે નવો જન્મ મૂઆ પછી નહિ થાય; પણ આ આયુષ્યમાં તે થવાની જરૂર છે. મૂઆ પછી આપણો આત્મા ઇશ્વરની પાસે જાય નહિ તો શિક્ષાને ઠેકાણે જાય. જે આયુષ્ય ઇશ્વરે બધાં માણસોને સારૂ ઠરાવ્યું છે તેટલામાંજ એ નવો જન્મ પમાવો જોઇયે, કારણ કે આગળ નવો જન્મ નહિ પમાશે. ઝાડ કાપ્યા પહેલાં જો તેને ફળ આવ્યાં તો આવ્યાં, પણ કાપ્યા પછી તેને કદી નહિ આવે, તેમ આ આયુષ્યમાં નવો જન્મ પામે તો પામે પણ આયુષ્ય વિત્યા પછી પમાયજ નહિં. જે ભૂંડા મરેછે તે સદા ભૂંડા રહેશે, તેઓ કદી ભલા થશે નહિ. જે અપવિત્ર મરેછે તે સદા અપવિત્ર રહેશે, તેઓ કદી પવિત્ર થશે નહિં. ઇશ્વર એક આવરદામાં હરેક માણસને પારખી જુએછે, તે બીજા આવરદામાં નહિ પારખી જોશે. જેની વાસનાનો અંકુર આ આવરદામાં નહિ બળ્યો તે કદી નહિ

બળશે; પણ એમને એમ જાથુ જીવતો રહેશે ને તેથી નાશકારક ફળ નિપજતાં રહેશે. ઠરાવેલી મોસમમાં જો સારા દાણા વાવીને કાપ્યા તો ભલું, પણ જો મોસમ ગઈ તો ક્યાંથી આવે?

૩.—તો બીજો જન્મ કયાંથી લઈયે ને તેનો પમાડનાર કોણ, એ કેવી મોટી વાત છે! સાંભળો, માણસ પોતાને એ જન્મ નથી પમાડી શકતો. સર્વ શકિતવાન ઈશ્વર જે પર્માત્મા ને પવિત્ર આત્મા ને સત્યાત્મા કહેવાયછે તે માણસને બીજો જન્મ પમાડનાર છે. જગતના સદ્-ગુરૂ ઈશુ ખ્રિસ્તે એમ કહ્યું છે કે જે દેહથી જન્મ્યું છે એટલે જે માબાપથી અવતર્યું છે તે દેહ છે. એટલે દૈહિક સ્વભાવ ને દૈહિક વાસના લાગેછે; પણ જે આત્માથી જન્મ્યું છે એટલે જે પર્માત્માથી જન્મ્યું છે તે આત્મા છે એટલે તેને આત્મિક પવિત્ર ગુણો છે. માણસ પોતાનો અસલ દૈહિક જન્મ મટાડીને પોતાથી નવો જન્મ પામ-વાને અશકત છે. શા માટે કે પોતે અશુદ્ધ થઈને શી રીતે પોતાને શુદ્ધ કરે? કાળી વસ્તુ હોય તે પોતાને કેમ ધોળી કરી શકે? ખારૂં ઝરણ હોય તે પોતાની મેળે મીઠું કેમ થઈ શકે? બાવળ પોતાની મેળે આમલી કેમ થઈ શકે? વાઘ પોતાની મેળે ઘેટું કેમ થઈ શકે? તેમ માણસ પોતે ભૂંડો છતાં પોતાને ભલો કેમ કરી શકે. તેનો સ્વભાવ

ઇશ્વર બદલે તો બદલાય. પણ તે પોતાથી કદી નહિ બદલાય. એ મહા કઠણ કામ ઇશ્વરથીજ બને બીજાથી બને નહિં.

૪.—તો ઇશ્વરથી નવો જન્મ શા પ્રકારે પામીએ? એવો મોટો અધિકાર શાથી પ્રાપ્ત થાય? શું જપતપથી કે કાયા કષ્ટથી પમાય? ના, શું કાંઈ સ્નાનથી પમાય? ના, શું કાંઈ ધર્મસંસ્કારથી પમાય? ના, શું કાંઈ દુર્લભ પ્રાયશ્ચિત ક્રિયાથી પમાય? ના. એવી આપણી કરણીઓ જોઇને ઇશ્વર બીજો જન્મ પમાડતો નથી; પણ બીજો જન્મ પામવાનો ઉપાય જૂદો છે. એટલે ઇશ્વરનું સત્યરૂપી અવીનાશી બી પોતાનાં મનમાં ધર્યાથી નવો જન્મ પમાય છે. હા, સત્ય જે ખરેખરૂં પકડી લે તે નવો જન્મ પામે, તો સત્યનું કયું ઠેકાણું? તે હૈયામાં નથી ને આકાશમાં પણ નથી, પણ તેનું ઠેકાણું ઇશ્વરની પાસે છે. તે આપણ અજ્ઞાની માણસ ઇશ્વરના સત્યનું જ્ઞાન પામીએ માટે ઇશ્વરે પોતાના અનાદિ શબ્દને આ ધરતી ઉપર મોકલ્યો. તે ખરેખરો જગતગુરૂ ને સદ્ગુરૂ છે ને તેણે ઇશ્વરનું જ્ઞાન આપ્યું છે ને આપણા ઉદ્ધારની બધી વાતો જણાવી છે; તે બીરૂપી વાતો જે જે મનમાં લે ને ખરેખરો વિશ્વાસ કરે તે નવો જન્મ પામ્યા વિના રહેશે નહિ.

ઓ ભાઇઓ, ઇશુ સદ્ગુરૂની વાત શોધી કહાડો એટલે ઉદ્ધારનું ફળ પામો. અજવાળાંના મોં આગળ અંધારૂં ક્યાં લગી નિભે? જે લક્ષચોરયાશીનો મત તમે માનતા માનતા આટલા દહાડા અંધારે ભમતા ભમતા ફર્યા તે મૂકીને આત્માનો બીજો જન્મ જે છે તે માની લો ને ઇશ્વરની સાથે મેળાપ પામવા સારૂ પોતે તે જન્મનો અનુભવ કરો એવી મારી વિનંતી છે.

**સમાપ્ત.**

Bombay: Printed at the Education Society's Press, Byculla.